# કાઠિયાવાડ ઇલાકાની ભૂગોળવિદ્યા.

ઘણા વધારા સુધારા સાથે

આવૃત્તિ ત્રીજી.

ધોરણ બીજા સારૂં.

નવા નકશા પ્રમાણે કુદરતની ભૂગોળ, ઠીકઠે
કઠણ શબ્દો; તથા ઘણી સરલ રીતે
ગોઠવેલ પાઠો સહીતની.

રચનાર ને છપાવનાર,

**દવે ગોવિંદજી લક્ષ્મીરામ.**

નાના, મોટા નકશા બનાવનાર.

વઢવાણ શેહેર (કાઠિયાવાડ.)



**અમદાવાદ**

"યુનિયન" પ્રિન્ટિંગ પ્રેસમાં છાપી.

સંવત ૧૯૫૨. સને ૧૮૯૬.

કીંમત રૂ. ૦-૨-૦.

# દિશાઓ.

જે દિશામાં સૂર્ય ઉગે છે, તેને પૂર્વ અથવા ઉગમણી દિશા કહે છે. જે દિશામાં સૂર્ય આથમે છે, તેને પશ્ચિમ અથવા આથમણી દિશા કહે છે.

પૂર્વ દિશાભણી મોં કરી ઉભા રહીએતો ડાબા હાથ ભણીની ઉત્તર દિશા અને જમણા હાથ તરફ દક્ષિણ દિશા કહેવાય છે.

## નકશાની દિશાઓ જાણવાનો કોઠો.




નકશા ભણી મોં કરી ઉભા રહીએ તો મથાળે **ઉત્તર દિશા**, નીચે **દક્ષિણ દિશા**, ડાબા હાથ તરફ **પશ્ચિમ દિશા**, અને જમણા હાથ તરફ **પૂર્વ દિશા** આવે છે.

ઉત્તર ને પૂર્વ દિશા વચ્ચેનો **ઇશાન ખૂણો**, પૂર્વને દક્ષિણ દિશા વચ્ચેનો **અગ્નિ ખૂણો**, દક્ષિણ અને પશ્ચિમ દિશા વચ્ચેનો **નૈઋત્ય ખૂણો** અને પશ્ચિમ તથા ઉત્તર દિશા વચ્ચેનો **વાયવ્ય ખૂણો** કહેવાય છે.

## દ્વિવેદી ગોવિંદજી કૃત.

# સૌરાષ્ટ્ર દેશની ભૂગોળ વિદ્યા.

કાઠિયાવાડનું અસલ નામ 'સૌરાષ્ટ્ર" હતું પણ જ્યારથી આ મુલકમાં કાઠી આવીને વસ્યા અને પોતાના બળથી લુંટ, ધાડ અને ચડાઇઓ કરવામાં પ્રખ્યાતી પામ્યા, ત્યારથી સૌરાષ્ટ્રનું નામ "કાઠિયાવાડ" પડયું.

**સીમા**—ઉત્તરે કચ્છનો અખાત ને કચ્છનું રણ, પૂર્વે ખંભાતનો અખાત તથા અમદાવાદ જીલ્લો; દક્ષિણે તથા પશ્ચિમે અરબી સમુદ્ર આવેલો છે.

કાઠિયાવાડ ઇલ્લાકાને ઉત્તર, દક્ષિણ અને પશ્ચિમ એ ત્રણે બાજુએ પાણી આવેલું છે તેથી તે **દ્વીપકલ્પ** કહેવાય છે. ને કાઠિયાવાડ મુંબાઈ ઇલ્લાકાની પશ્ચિમે છે, તેનું મુખ્ય શેહેર રાજકોટ છે, તેમાં પોલિટિકલ એજંટ રહેછે. એ એજન્સિના નીચે મુજબ મુખ્ય ચાર ભાગ પાડેલાછે તે દરેકભાગમાં એકેક આસિસ્ટંટ પોલિટિકલ એજંટ રહેછે તે પોલિટિકલ એજંટ સાહેબને મદદ કરે છે.

### ચાર વિભાગ ને મુખ્ય શેહેરનાં નામ.

| | | | |
|---|---|---|---|
| ૧ ઝાલાવાડમાં | વઢવાણ. | ૨ ગોહેલવાડમાં | સોનગઢ. |
| ૩ સોરઠમાં | જેતલસર. | ૪ હાલારમાં | રાજકોટ. |

દરેક પ્રાંતમાં વધારે બંદોબસ્ત માટે થાણાં બેસાડેલાંછે ને તે દરેકમાં થાણદાર રહે છે; તે થાણાં નીચે મુજબ.

**ઝાલાવાડમાં**—વઢવાણ સિવિલ સ્ટેશન, ચોટીલા, ભોયકા, દસાડા, વિઠ્ઠલગઢ અને પાળિયાદ.

**ગોહિલવાડમાં**-સોનગઢ, ચોક, દાઠા, ચમારડી, અને બાબરા.

**સોરઠપ્રાંતમાં**—જેતલસર, બગસરા, ડેડાણ અને લોધીકા.

**હાલારપ્રાંતમાં**—રાજકોટ, માલીયા, ધ્રાફા, ગોંધિકા, મૂળીલા વગેરે.

ગાયકવાડી તથા ફિરંગી સંસ્થાનોને સાથે ગણતાં આ ઈલાકાનું ક્ષેત્રફળ સુમારે ૨૩૫૦૦ ચોરસ મૈલ છે, તેની લંબાઇ દ્વારકાંથી ભાવનગર સુધી ૨૦૦ મૈલ છે ને પહોળાઇ ઝીંઝુંવાડાથી દરિયા કિનારા સુધી ૧૭૦ મૈલ છે. ને વસ્તી પચીસલાખ માણસની છે તથા વરસની ઉપજ આશરે એક કરોડ ત્રેપનલાખ રૂપિયાની છે.

**દેશી રાજ્યના જથાથી પડેલા દશ પ્રાંતનાં નામ.**

(૧)ઝાલાવાડ (૨)ગોહિલવાડ (૩)ઉંડસરવૈયાવાડ (૪)બાબરીયાવાડ (૫) કાઠિયાવાડ (૬) સોરઠ (૭) બરડો (૮) હાલાર (૯) મચ્છુકાંઠો (૧૦) ઓખામંડળ.

## પ્રાંતવાર વર્ણન.

### (૧) ઝાલાવાડ પ્રાંત.

ઝાલો કરીને રજપૂત થઈ ગયો તેના નામપરથી આ પ્રાંતનું નામ "ઝાલાવાડ" પડયું છે.

**સંસ્થાન**—ધ્રાંગધ્રા, લીંબડી, વઢવાણ, વાંકાનેર, થાન, લખતર, સાયલા, ચુડા, બજાણા. એ શિવાય બીજાં ૪૫ નાનાં સંસ્થાન છે.

**નદીઓ**—વઢવાણનો ભોગાવો, લીંબડીનો ભોગાવો, ફલકુ, બ્રાંભણ, મચ્છુ, સુકભાદર, કંકાવટી અને વાંસળ.

**પર્વત**—ધ્રાંગધ્રા તથા સાયલા આગળ ઠાંગા ડુંગરની ભળી ગએલી હાર છે, ને તે વિના ચોટીલો, મદાવો, અને માંડવધાર છે.

**સરોવર**—નળ.

**મોટાંગામ**—ધ્રાંગધ્રા, હળવદ, સીયા, મેથાણ, વાંકાનેર, લીંબડી, શીઆણી, પાણસીણા, વઢવાણ, નાગનેશ, પ્યોડું, રાણપરા, [illegible], લખતર, થાન, સાયલા, ચુડા, જુણી, બજાણા, દસાડા, બો-

ચકા, પાટડી, ભડકવા, દુધરેજ, ઝીંઝુવાડા, વણા, તણુસાણા, ડોળીયા વગેરે.

ઉપજ—કપાસ, બાજરી, ઘઊં, ચણા, જુવાર, કઠોળ વગેરે.

## પ્રખ્યાતી.

**ધ્રાંગધ્રા**. ઝાલાવાડમાં પેહેલા વર્ગનું ને મુખ્ય શેહેર છે. તેમાં તાંબા પીતળનાં વાસણ તથા પથ્થરની ઘંટીઓ, વાટકા વગેરે સારા બને છે. **લીંબડી** તેમાં રૂપાનો થળ ચડાવેલ સુડીયો સારી થાય છે. **વઢવાણ**. તેનું અસલ નામ **વર્ધ્ધમાનપુરી** હતું. તેમાં પથ્થરને સાબુ થાય છે. ત્યાંથી ૧ાા ગાઉ છેટે કાંપ છે તેમાં આસિ. પોલિટીકલ એ-જંટ રહેછે. **વાંકાનેર** તેમાં જડેશ્વર મહાદેવની જગા છે. આ ગામમાં ચોફાળ સારા બને છે. તથા વણકરનું કામ સારૂં થાય છે **સાયલા** તેમાં લાલા ભગતની જગાનું ધામ સારૂં છે. તથા તેને “ ભગતનું ગામ ” પણ કહે છે. **મુળી**. તેમાં સ્વામિનારાયણનું મોટું મંદિર છે. **પાટડી** તેમાં વડાગરૂં મીઠું સારૂં થાય છે. **થાન** માટીનાં વાસણ ઘણાં સારાં થાય છે. આ પ્રગણામાં કોયલાની ખાણો પણ છે. **હળવદ** એ ધ્રાંગધ્રાની રાજધાનીનું શેહેર હતું. તેમાં પથ્થરની ઘંટીઓ, પાણાવાટકા વગેરે થાયછે. **નાગનેશ** સુકભાદર નદીપર વઢવાણનો મહાલ છે. તેમાં સાડલા સારા થાયછે. **ચોકડી** ચુડા તાબાનું ગામ છે તેમાં ચરમાળિયા નાગનું દેરૂં છે. **જાંબુ** લીંબડીની જુની રાજધાની હતી. તેમાં વોરાની વસ્તી ઘણી છે. **ખોડુ** વઢવાણ તાબાનું ગામ છે તેમાં પથ્થરની ખાણો છે. **કુડા** વડાગરૂં મીઠું સારૂ થાય છે. **ટીકર** ચોફાળ સારા બને છે.

## (૨) ગોહિલવાડ પ્રાંત.

ગોહિલ નામના રજપૂતો રહેતા હતા. તે ઉપરથી આ પ્રાંતનું નામ **ગોહિલવાડ** પડયું છે.

**સંસ્થાન**—ભાવનગર, પાલીતાણા, વળા, લાઠી, લીંબડા, એ

વિના બીજાં નાનાં ૨૦ સંસ્થાન છે.

**ગાયકવાડનાં સંસ્થાન**—દામનગર ને સીઆનગર.

**બંદર**—ભાવનગર, મહુવા અને સુલતાનપુર.

**નદીઓ**—ભાવનગરની ખાડી, શેત્રુંજી, માલણ, ધાતરવડી, ઘેલો, કાલુભાડ, બગડ, ને ઉતાવળી વગેરે.

**પર્વત**—શેત્રુંજો, વાલાકગીરકે મોરધાર, લાંબધાર, અને તલાજાનો ડુંગર વગેરે.

**મોટાં ગામ**—ભાવનગર, સિહોર, કુડલા, મહુવા, ગઢડા, બોટાદ તલાજા, ત્રાપજ, રાજુલા, પાલીતાણા, ગારીયાધર, વળા, લાઠી, સોનગઢ, લીંબડા, ધોળા ને નીંગાળા.

**પેદાશ**—ઘઉં, કપાસ, બાજરી, જુવાર, કઠોળ, શેરડી.

**પ્રખ્યાતી.**

**ભાવનગર** પેહેલા વર્ગનું શેહેર છે. તે બંદરને રેલવેસ્ટેશન છે. તેમાં હાઇસ્કુલ છે. તથા કાપડ વણવાનો પ્રેસ છે. **પાલીતાણા** તેની પાસે શેત્રંજય ડુંગર છે. તે ઉપર શ્રાવક લોકોનાં દેરાં છે. **વળા** ઘેલા નદી ઉપર છે. તેની પશ્ચિમમાં વલ્લભીપુરનું ખંડેર છે. **શિહોર** ત્રાંબા પીતળનાં વાસણ, ભાંગને ચુનો વખણાય છે. ત્યાંથી થોડે છેટે રાણીઓ ડુંગર છે. તેમાં પથ્થર સારા નીકળે છે. **કુડલા**. તેમાં વાસણ, ઢોલીયા, ખોગીર ને લોઢાના કાંટા સારા બનેછે. **મહુવા** ત્યાંના બાગમાં નાગરવેલનાં પાન ને નાળિએર થાય છે **બોટાદ**. રેલવે સ્ટેશન છે ત્યાં હમીરખાન પીરની જગા છે. **તળાજા** આ નામ તાળવ દૈત્યના નામ ઉપરથી પડયું છે. શ્રાવક લોકનાં દેરાં ઘણાંછે. **ગઢડા** સ્વામિનારાયણનું મોટું મંદિર છે. અહીં સેહેજાનંદ સ્વામી ઈ. સ. ૧૮૦૩માં સ્વર્ગે વાસ થયા હતા. **હાથબ** ભાવનગરના મહારાજા સાહેબ હવા ખાવા જાય છે. **ગોપનાથ** હવા ખાવાનું ને જાત્રાનું ઠેકાણું છે ત્યાં

દીવાદાંડી છે અને ત્યાં બ્રહ્મકુંડ હોવાથી ગોહેલ રાજાનું મુંડન થાયછે. **ઝુમલી.** ત્યાં પીળી માટી નીકળે છે તે ધાતુનાં વાસણને ઝાળવાના કામમાં આવેછે. **ડુંગર** તેની પાસે ગેરવો ડુંગર છે. તેમાંથી ગેરૂ નીકળે છે. **ભાદ્રોડ** અહીં રૂખમૈયાને શ્રીકૃષ્ણે હરાવ્યો હતો. **ખુંટવડા** તેની પાસે ચિત્રાધાર છે તેમાં બૌધની ગુફાઓ છે. **કોળીઆક** આં દરિઆ કાંઠે નકળંગ મહાદેવની જગા છે. તેની સ્થાપના પાંડવોએ કરી કહેવાય છે. **ભંડારીયા** તેની પાસે માળનાથ ડુંગરો છે તેમાં માળનાથ મહાદેવ છે. **ધોળા** ત્યાંથી ધોરાજી લાઈન શરૂ થાય છે.

## (૩) ઉંડસરવૈયાવાડ પ્રાંત.

સરવૈયા રજપૂતોના નામપરથી આ પ્રાંતનું નામ પડયું છે.

**સંસ્થાન**—દાઠા, ગણધોળ, ચોક, એ વિના ૨૦ નાનાં છે.

**પર્વત**—ગીર, (નાનોગીર) એ નામથી ઓળખાય છે. તેને કેટલાક લોક વાલાકગીર કે મોરધાર પણ કહેછે.

**નદી**—બગડ.

**મોટાં શેહેર**—દાઠા, ગણધોળ, ચોક અને મોણપોર.

**પેદાશ**—કપાસ, ઘઉં, બાજરી, જુવાર અને કઠોળ.

---

## (૪) બાબરીયાવાડ પ્રાંત.

"બાબરીયા" જાતના રજપૂતોના નામ પરથી આ પ્રાંતનું નામ "બાબરીયાવાડ" પડયું છે. આ પ્રાંતમાં ઘીની પેદાશ ઘણી છે; ને તે જાફરાબાદ બંદરથી પરદેશ જાય છે.

**સંસ્થાન.** જાફરાબાદ, ડેડાણ, એ સિવાય ૩૦ નાનાં છે.

**નદીઓ**—ધાતરવડી, રાબડી, ઘોળાકાંઈ, રૂપેણ ને માલણ.

**પર્વત**—ગીરનો કેટલોએક ભાગ આવેલો છે.

**મોટાં ગામ**—જાફરાબાદ, ડેડાણ, ચાંચુડા, વડાળ વગેરે.

**પેદાશ**—બાજરી, જુવાર, કપાસ, કઠોળ, શેરડી.

---

## (૫) કાઠિયાવાડ પ્રાંત.

કાઠીલોકોના નામપરથી આ પ્રાંતનું નામ પડેલુંછે. તેમાં કાંબીઓ ને ઘોડા વખણાય છે.

**સંસ્થાન**—જસદણ, જેતપર, બગસરા, ચોટીલા, આણંદપૂર, પાલીયાદ બાબરા, ભડલી, બીમોરા, મેવાસા, સુદામડા. એ શિવાય બીજાં ૪૨ નાનાં સંસ્થાનછે.

**ગાયકવાડી સંસ્થાન**—અમરેલી ને ધારી છે.

**મુખ્ય ડુંગર**—માંડવધાર, ચોટીલા, ઠાંગા ને મદાઉના ડુંગરા.

**નદીઓ**—લીલભાદર, ગોંડલી, શેત્રુંજી, ગોમા ને સુકભાદર.

**ગામ**—જસદણ, વીંછીયા, બીલખા, જેતપુર, મેંદરડા, ચીતળ, વસાવડ, બગસરા, ચોટીલા, આણંદપુર, પાલીયાદ, બાબરા, કોટડાપીઠા, સુદામડા વગેરે.

**પેદાશ**—ઘઊં, કપાસ, બાજરી, કઠોળ, શેરડી વગેરે.

### પ્રખ્યાતી.

**અમરેલી**. ગાયકવાડને તાબેછે. તેમાં ચોફાળ ને સુતરાઉ પાઘડીયો સારી થાયછે. **બગસરા** ચોફાળ, સાડલા ને ખાદીનાં લુગડાં સારાં થાયછે. **ચોટીલા** તેની પાસે ચોટીલો ડુંગરછે, તે ઉપર ચોંડ માતાનું દેરૂંછે. **પાળીયાદ**. તેમાં વીસામણ ભગતની જગાછે. **જેતપુર** ભાદર નદીને કાંઠેછે. તેમાં બે લાખ રૂા. ખર્ચીને પુલ બાંધ્યોછે તે જોવા લાયક છે. **બિલખા**. આંહી સગાળશા શેઠ થયા. **બાબરા** અર્જુનના પુત્ર બભ્રુવાહનની રાજધાનીનું શેહેર હતું. **જેતલસર** સોરઠ પ્રાંતના આસિસ્ટંટ પોલિટિકલ એજંટ રહેછે, ને ત્યાંથી જુનાગઢ [illegible] જાયછે. **વસાવડ** નાગર દેશાઈનું રાજછે. તેમાં વાસા

ભરવાડનો નેશ હતો તેથી આ નામ પડયુંછે.

---

## (૬) સોરઠ પ્રાંત.

"આખા ઇલાકાનું નામ સૌરાષ્ટ્ર" હતું પણ હવે તો આ પ્રાંતનું નામ સોરઠ રહેલું છે.

**સંસ્થાન**—જુનાગઢ, બાટવા, ને અમરાપુર.

**ગાયકવાડી સંસ્થાન**—કોડીનાર.

**નદીઓ**—બાદર, ઘુઘ્રી, ઓઝાત, સાંબળી, કાંબ, હિરણા, સામત, સિંગવડો, સુરેખા, કપીલા, સરસ્વતિ, મેઘળ.

**પર્વત**—ગીર અને ગીરનાર.

**બંદર**—માંગરોળ, વેરાવળ, કોડીનાર, ને ચોરવાડ.

**ગામ**—જુનાગઢ, વેરાવળ, ઉના, કુતીઆણા, પ્રભાસપાટણ, વંથળી, ચોરવાડ, દેલવાડા, ગાધકડા, માંગરોળ, બાટવા, માણાવદર, ગીદડ, માણેકવાડા, બગસરા વગેરે.

**પેદાશ**—કપાસ, બાજરી, જુવાર, શેરડી વગેરે.

### પ્રખ્યાતી.

**જુનાગઢ** પેહેલા વર્ગનું શેહેરછે. ત્યાં ટંકશાળમાં દીવાનશાહી કોરી પડેછે. નરસિંહ મેહેતો અહિં થયા તેની પાસે ગીરનારનો ડુંગર છે. તે ઉપર શ્રાવક લોકનાં દેરાંછે. **ચોરવાડ** નાગરવેલનાં પાન સારાં થાય છે. પાટણ તેનું બીજું નામ સોમનાથ પાટણ કે પ્રભાસપાટણ છે તે તિર્થની જગાછે તેમાં સોમનાથ મહાદેવનું મોટું દેરૂંછે. દીવ ફિરંગીનું ગામ છે તેમાં હલવો, નાળિએર, કાપડ ને હાથીદાંતનાં રમકડાં થાય છે. **વેરાવળ** ઇંગવડો નદીપર હવા ખાવાનું ઠેકાણુંછે. અહીં ડુંગળી બહુ સારી થાયછે.

**વંથળી** તેનું બીજું નામ વામનસ્થળી હતું. તેમાં તાંબા પી.

તળનાં વાસણ અને લોઢાનો ઘાટ થાયછે. **માંગરોળ** નાગરવેલનાં પાન થાયછે. સુખડને હાથીદાંત કોતરવાનું કામ સારૂં થાયછે. તેની પાસેના દરિયામાં રાતાં પરવાળાં નીકળેછે. **કોડીનાર** ગાયકવાડી ગામછે. તેની પાસેના દરિઆમાંથી ધોળાં પરવાળાં નીકળેછે. **તુળશીશ્યામ** તિર્થની જગાછે. તેની પાસે ઉના પાણીના કુંડછે. **મુળદ્વારકાં.** શ્રી કૃષ્ણ પ્રથમ આંહી રહેતા પછી દ્વારકાં પોતાની રાજધાની કરી. **ગીરનાર** આ પર્વત ઉપર પાંચ શિખરછે. તેનાં નામ ૧ અંબા માતાના શિખર ઉપર અંબાજીનું દેરૂંછે. (૨) સૌથી ઉંચું ગોરખનાથનું ૩૬૬૬ ફૂટછે. (૩) ઓઘડ શિખર (૪) ગુરૂદતાત્રય (૫) કાળકા શિખરછે. આ પર્વત ઉપર ત્રણ કુંડછે. (૧) ગૌમુખી, (૨) હનુમાન ધારા, (૩) કમંડળ.

---

## (૭) બર્ડો પ્રાંત.

બરડા પર્વત ઉપરથી આ નામ પડયું છે **સંસ્થાન.** પોરબંદર. **નદી.** ભાદર, એઝાત, ઉમેણ. **બંદર.** પોરબંદર, નવી બંદર, મીઆણી, માધવપુર વગેરે.

**પર્વત**—બર્ડો, ગોપનું શીખર.

**મોટાંગામ**—પોરબંદર, રાણાવાવ, માધવપુર, અડવાણા, નવીબંદર, ને મીઆણી.

**પેદાશ**—બાજરી, જુવાર, કપાસ વગેરે.

**પ્રખ્યાતી.**

**પોરબંદર** પેહેલા વર્ગનું શેહેરછે. તેનું બીજું નામ સુદામાપુરી હતું ત્યાં ટંકશાળછે તેમાં રાણાશાહી કોરી પડેછે. **કંદોરણા** આરસપહાણ નીકળેછે. **નવીબંદર** ભાદર નદી ઉપરછે. ત્યાંથી થોડે છેટે બદરાઇ માતાનું દેરૂંછે.

## (૮) હાલાર પ્રાંત.

"હાલોજી"—નામના જાડેજા જામ ઉપરથી આ નામ પડયુંછે.

**સંસ્થાન**—નવાનગર, ગોંડલ, ધ્રોળ, રાજકોટ, કોટડા, પાર-પુર, માલીઆળીયા, (દેવાણી) ભાડવા, રાજપરા, ખીરસરા, ધ્રાફા એ વિના ૧૯ નાનાં સંસ્થાન છે.

**નદીઓ**—રામાવતી, ફીંડ, આજી, ગોંડલી, ભાદર, ધી, આપા, રંગમતી, નાગમતિ, બેટી.

**બંદર**—સલાયા, બેડી, જોડીયા.

**પર્વત**—બરડો, ઓસમ, ઠાગાંનો થોડો ભાગ.

**શહેરો**—જામનગર, જોડીયા, આમરણ, ખંભાળીયા, આટકોટ, સલાયા, ભાણવડ, બાળંભા, લડીઆણા, પડધરી, કાલાવડ, ગુરગઢ, ગોંડળ, ધોરાજી, ભાયાવદર, ધ્રોળ, ઉપલેટા, સરધાર, રાજકોટ, વીરપુર, ધ્રાફા, મેંગણી, લોધીકા વગેરે. તથા ગાયકવાડી ભીમકટાછે.

પેદાશ—બાજરી, જુવાર વગેરે.

### પ્રખ્યાતી.

**નવાનગર** રંગમતીને નાગમતિ નદીના સંગમ ઉપર પેહેલા વર્ગનું શેહેરછે. એમાં અતલસ, કિનખાબ, કસબ, બાંધણી, સુરમો, અત્તર, કંકુ જૂદી જૂદી જાતનાં સુગંધી તેલ ને બંદુકો થાયછે. ટંકશાળછે તેમાં જામશાહી કોરી પડેછે તથા તેની પાસેના દરિઆમાં મોતી ને ધોળાં પરવાળાં જડેછે. તેનું બીજું નામ જામનગર કે નગર કહેવાયછે. **રાજકોટ** આખા કાઠિયાવાડ પ્રાંતની રાજધાનીનું શહેરછે. તેમાં પોલિટિકલ એજંટ સાહેબ તથા હાલાર પ્રાંતના આસિ૦ પોલિટીકલ એજંટ સા. રહેછે. ત્યાં રાજકુમાર કાલેજ, ટ્રેનિંગ કાલેજ, હાઇસ્કુલ, ફીમેલ-ટ્રેનિંગ કાલેજ વગેરેછે. ત્યાં ભાવનગર દરબારે આજી નદીનો રૂા. ૨૧૭૫૦૦ ખરચી કૈસરેહિંદ પુલ બંધાવ્યોછે. ગોંડળ ગોંડલી નદીપર

પેહેલા વર્ગનું શેહેરછે. **ખંભાળીયા** ઘી નદી ઉપર છે. દ્વારકાં જતાં જાત્રાળુનો અર્ધો કર લેવાયછે. તેની પાસે લોઢાની ખાણોછે. **ભાણવડ** તેની પાસેના ડુંગરમાંથી આરસ નીકળેછે. ને ભાણનાથ મહાદેવનું દેરછે. **બાકલા** તેની પાસે ત્રાંબાની ખાણોછે. **ધોરાજી** પોરબંદર લાઇન શરૂ થાયછે. **સરધાર** આજી નદી ઉપરછે. ત્યાં લોઢાનાં મણિકાં સારાં થાયછે. **આટકોટ** બાદર નદી ઉપરછે. તે લાખા ફુલાણીએ વસાવ્યુંછે. તેને આઠ કોટ હતા તેથી તેનું નામ આટકોટ પડ્યું. **કાળાવડ** ઉંડ નદી ઉપર નગર તાબાનો મહાલછે. તેમાં શીતળા માતાનું દેરૂંછે.

---

## (૯) મચ્છુ કાંઠો.

મચ્છુ નદી સોંસરી વહેવાથી આ નામ પડ્યું છે.

**સંસ્થાન**—મોરબી, માળીયા, **નદીઓ** મચ્છુ, ઘોડાધ્રોઈ.

**મોટાં ગામ**—મોરબી, ટંકારા, દહીંસરા, આધોઇ, માલીયા, ધાંટીલા. ને **બંદર** વવાણીયા છે.

**પેદાશ**—કપાસ, જુવાર, અડદ.

### પ્રખ્યાતી.

**મોરબી** મચ્છુ નદી ઉપર પેહેલા વર્ગનું શેહેરછે. તેમાં તાંબા પીતળને કાંસાનાં વાસણ થાયછે. કાળા પથ્થર નીકળેછે તેની ખરલ થાયછે. **માળીઆ** તેમાં મીયાડાની વસ્તીછે. **ટંકારૂ** ડેમોઈ નદી ઉપરછે. તેમાં અકિકના ને લોહીના પથ્થર થાયછે. **આધોઇ** મોરબી તાબાનું ગામ કચ્છમાંછે.

---

## ૧૦ ઓખામંડળ.

**ઓખાનામનો રાક્ષસ ત્યાં રહેતો તે ઉપરથી એ નામ પડ્યું**

છે, આ પ્રાંત ગાયકવાડ સરકારને તાબે છે.

**નદી**—ગોમતી ને ઓખા.

**મોટાં ગામ**—દ્વારકાં, આરંભડા, વરવાળા, કચ્છીગઢ, પોશીતરૂં, ધીણાકી, મઢી વગેરે.

**પ્રખ્યાતી.**

દ્વારકાં રણછોડજીની મૂર્તિછે ને જાત્રાનું ઠેકાણુંછે. શ્રી કૃષ્ણ ભગવાનની રાજધાનીનું શેહેર હતું. આરંભડું જાત્રાએ આવનાર માણસને આંહી છાપ મારેછે કચ્છીગઢ કચ્છના રાવને તાબેછે.

---

## નકશામાં પુછવાનાં મુખ્ય ચાર પ્રાંતનાં ગામ.

**ઝાલાવાડ પ્રાંતનાં ગામ**—ધ્રાંગધ્રા, વઢવાણ, લીંબડી, વાંકાનેર, ઝીંઝુવાડા, દસાડા, હળવદ, પાટડી, બજાણા, લખતર, થાન, ચોટીલા, ધાંધલપર, વણોદ, ખારાગોઢા, મેથાણ, લીત્રાપુર, વીઠલગઢ, માથક, સ-ા. કોંઢ, દુધરેજ, સીયા. વણા, દેવળીયા, નલસાણા, આણંદપુર, મુળી, સુદામડા, ડોળીયા, સાયલા, પાણસીણા, ભલગામડા, શીઆણી, જાંબુ, નાગનેશ, ભોયકા, રંગપુર, ચુડા, સુરેલ. આદરીયાણા, ધામા, વડગામ, વીસાત્રડી, ઓડુ, કલાડા, જરવલા, સદલા, ટિકર, માલણીયાદ, ગોળી, ચરાડવા, સુસવાવ, દવાણા, વાંટાવદર, એંજાળ, કુડા, માલવણ, રામપુરા, બલદાણા, વસ્તડી, મોરવાડ, ચુંદીઆળા, પરનાળા, ચચાણા, કંથારીયા, મોજીદડ, ભડકવા, ઝોબાળા, મીણાપુર, થળા, ભરાડા, ગાળા, અખીઆણા, સરવાળ, કેશરીયા, મોઢવાણા, કમાલપર, સરલા, કાંત્રોડી, નારીચાણા, કડુકા, બજોલ, દેવપુરા, ટોકરાળા, રળોલ, ગેડી, સમલા, હડાળા, પચ્છમ, રાજપર, ભડવાણા, ઝમર, ઝાંપોદર, લુણસર, તિથવા, અરણીટીંબા, સીંધાવદર, મહિકા, બામણબોર, બીબોરા, રામપરડા, જસાપર વગેરે.

**ગોહિલવાડ પ્રાંતનાં ગામ**—ભાવનગર, પાલીતાણા, વીંછીઆ, બોટાદ, જસાપુર, ચમારડી, બાબરા, દરેડ, કોટડાપીઠા ભડલી, કાળાસર, બરવાળા, વળા, ઉમરાળા, ધોળા, દડવા, ગઢડા, નીંગાળા, ભીમડાદ, શીઆનગર, લાઠીદર, ઝમરાળા, કરદેજ, ચોગઠ, લંગાળા, લીંબડા, સણોસરા, શીહોર, સોનગઢ, નોધણવદર, હાથબ, ઘોઘા, તણુસા, લાઠી, લીલીઆ, પાંચ તલાવડા, ગારીઆધર, પરવડી, વાલુકડ, તળાજા, ગણધોળ, ત્રાપજ, ટાણા, મોટા ઝીંઝુડા, કુડલા, ગાધકડા, રાજુલા, બગડાણા, કળીઆ, ગોપનાથ, ઝાંઝમેર, ડાઠા, વાઘનગર, ખુંટવડા મહુવા, ભાણવડ.

**સોરઠ પ્રાંતનાં ગામ**—મીઆણી, વીસાવાડા, અડવાણી, ખાંભોદર, બખરલું, પોરબંદર, છાયા, રાણાવાવ, સુલતાનપર, વડવાળું, નવીબંદર, કુતીઆણા, બરડાચોકી, કંડોરણા, ખીરસરા, માધવપુર, મેવાસી, સોંદી, બટાણા, બાટવા, પાજોદ, ગણા, લીંબડા, ગીદડ, સણોસરા, માણાવદર, મેઘપર, છત્રાસા, આંત્રોલી, ચોરવાડ, માંગરોળ, બાલાગામ, લોએજ, ભડુરી, માળીઆ, કેસોદ, મેંદરવાડા, વેળાવળ, માણેકવાડા, વંથળી, મજેવડી, જુનાગઢ, માંખીઆળા, વડાળ, બામણગામ, હાટિ માલીયું, જેતલસર, જેતપુર, પાંચપીપળા, નવાગઢ, વડીઆ, બરવાળા, તોરી, બીલખા, દાત્રાણા, સરમાઇ, વીસાવદર, ઢસા, બગસરા, કુકાવાવ, અમરાપુર, બરવાળા, લુણી, વસાવડ, ચીતળ, દેવગામ, પાટણ, ધામળેજ, સુત્રાપાડા, તુળશીશ્યામ, ગઢડા, ઉના, દેલવાડા, ઘોઘલા, દીવ, સુનખડા, ધોકડવા, ડેડાણ, આણુસા, નાગેશરી.

---

## હાલાર પ્રાંતનાં ગામ

નવાનગર, રાજકોટ, ગોંડળ, ધ્રોળ, મોરબી, માળીઆ, થાંટીલા,

ટંકારા, ધ્રુળકોટ, આમરણ, ઝીંઝોડું બંદર વવાણીઆ, ખાનપુર, કુવાડવા ગવરીદડ, સંગ્રામગઢ, પડધરી, નેકનામ, આગામ. મોટું વાગુદડ, હડીઆણા, જાંબુડા, ધુવાડ, વંથળી, જાળીઆ, ખીરસરા, પાલ, બાડલા, સરધાર, વડાળા, લોધીકા, ગોંગળી, કોટડા, સાંગાણી, કુંડારણ, મેવાસા, વીરપુર, ખાખરી, માંડવીઆ, ..., ગાંગાજી, કાલાવડ, ભલસાણ, પાટડીઆ, ભાણવડ, રાણપુર, સુપેડી, ખાખી જાળીઆ, ઉપલેટા, ગણોદ ..., ..., ..., ..., મોડાસા, કાઠા, છીકારી, પડાણા, ચેતા, ચગા, બાંટવા ..., બીડી, ખંભાળીયા, ખારચલું, નાવદ, ગુંદગઢ, ભલગામ.

**ગાયકવાડી રાજનાં ગામ**—શાહપુર, શીઆનગર, દામનગર, ધાંટાવડ, કોડીનાર, અમરેલી, ધારી, બીમકટા, વંથાળા, દ્વારકાં, કચ્છીગઢ, આરંભડુ, પોશીતરૂ, ધીણાકી, મઢી વગેરે

## નદીઓ અને તેનાં ઉપરનાં શેહેરો.

૧ **વઢવાણનો ભોગાવો**—એ ઠાંગા ડુંગરમાંથી નીકળી નળમાં મળેછે; તે ઉપર ચોટીલા, ડોળીયા મુળી, વઢવાણ, શિઆણી, અને જાંબુ વગેરે ગામો છે.

૨ **લીંબડીનો ભોગાવો**—ઠાંગા ડુંગરમાંથી નીકળી પૂર્વના નળમાં મળી જાયછે, તે ઉપર મોરવાડ, વસ્તડી વડોદ, લીંબડી અને પાણશિણા છે

૩ **શુક ભાદર**—ચોટીલા ડુંગરમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે; તે ઉપર રાણપુર અને નાગનેશ છે.

૪ **ફુલકુ**—ધ્રાંગધ્રા તાબાના કાંનરોડી પાસેની ધારમાંથી નીકળે છે, ને રણમાં મળે છે. તે ઉપર નારીચાણા, બાવળી, ધ્રાંગધ્રા, અને આલવણ છે.

૫ **બાંભણ**—આ નદી થાન પાંસેના માંડવધાર ડુંગરમાંથી નીકળે

છે ને રણુમાં મળે છે. તે ઉપર સુમવાત્ર, વાંઢાવદર અને ટીકર છે.

૬ મચ્છુ—ચોટીલામાંથી નીકળેછે ને રણુમાં મળે છે, તે ઉપર મર્દાકા, વાંકાનેર, પંચાસીઆ, મોરબી, અને માળીઆ છે.

૭ કંકાનદી—પ્રાગધ્રા તાલુકાના કેઢપાસેના રતનાળીઆ ગામ પાસેથી નીકળે છે ને રણુમા મળેછે. તે ઉપર કોંઢ, ઢનાણુ અને માલણીઆદ છે

૮ ઉતાવળી—ચોટીલાના ડુંગરમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે, તે ઉપર કુંડલી ને બરવાળાછે.

૯ ઘેલા—ચોટીલામાંથી નીકળી કળુભાર નદીને મળેછે તે ઉપર મઢડા, લાખણુકા, દરેડ, પચ્છેગામ ને વળાછે.

૧૦ શેત્રુંજી—ગિરપર્વતમાંથી નીકળી આરબી સમુદ્રને મળેછે, તે ઉપર ધારી, ચોક, પાલીટાણા અને તળાજાછે.

૧૧ માલણુ—મારધારમાંથી નીકળી આરબી સમુદ્રને મળે છે, તે ઉપર ખુંટવડા ને મહુવા છે

૧૨ શાંગવડો—ગિરપર્વતમાંથી નીકળી આરબી સમુદ્રને મળેછે, તે ઉપર ઘાટવડ અને કોડીનાર છે.

૧૩ હીરણુ—ગિરપવતમાંથી નીકળી આરબી સમુદ્રને મળે છે, તે ઉપર પ્રભાસપાટણુ છે.

૧૪ ઉબેણુ—ગિરમાંથી નીકળીને ઓઝાતને મળે છે, તે ઉપર બેસાણુ, રાણપુર, ચોકી, અને મજેવડી છે

૧૫ ભાદર—મદાવાના ડુંગરમથી નીકળી આરબી સમુદ્રને મળે છે, તે ઉપર જસદણુ, આટકોટ, જેતપુર, નવાગઢ, ગણોદ, કુતીઆણા અને નવીબંદર છે.

૧૬ ગોંડલી—એ સરધારની ધારમાંથી નીકળી ભાદરને મળેછે. તે ઉપર ગોંડલ છે.

**૧૭ આજી**—ચોટીલાના ડુંગરમાંથી નીકળી કચ્છના અખાતને મળે છે. તે ઉપર રાજકોટ ને પડધરી છે.

**૧૮ ઉંડ**—બર્ડાપર્વતમાંથી નીકળી કચ્છના અખાતને મળે છે. તે ઉપર જાળીઆ અને જોડીયા છે.

**૧૯ રંગમતી ને નાગમતી**—બર્ડાપર્વતમાંથી નીકળીને કચ્છના અખાતને મળેછે તે બંનેના સંગમ ઉપર જામનગરછે.

**૨૦ રામાવતી**—બર્ડાપર્વતમાંથી નીકળીને કચ્છના અખાતને મળેછે તેના ઉપર લાલપુર અને છીકારી છે.

**૨૧ ઘી**—બર્ડાપર્વતમાંથી નિકળી કચ્છના અખાતને મળે છે. તે ઉપર ખંભાળીઆ ને સલાયા છે.

---

## પર્વતનું વર્ણન.

**૨૨ વાંસળ.** બારેન્ડા પાસેથી નીકળી લીંબડીના ભોગાવાને મળે છે તે ઉપર ચુડા, ભડકવા ને લડાળા છે. **૨૩ ઉમઇ.** સીથા, ને મેથાણ પાસે થઇ. કચ્છના રણને મળેછે. **૨૪ ચંદ્રભાગા** સીથા ગાળા ને ભરાડા પાસે થઇ કચ્છના રણને મળે છે. **૨૫ કાળુભાર** ચોટીલાના ડુંગરમાંથી નીકળી ખંભાતના અખાતને મળેછે. તેપર કરીયાણા, ઊમરાળા, ને ચમારડીછે. **૨૬ બગડ** શેત્રુંજા ડુંગરમાંથી નીકળી ખંભાતના અખાતને મળેછે. તે ઉપર ડેડાણને ડાઠા છે. **૨૭ ધાતરવડી.** ગીર પર્વતમાંથી નીકળી આરબી સમુદ્રને મળે છે. તે ઉપર રાજુલાછે. **૨૮ માળેશરી.** માળનાથના ડુંગરમાંથી નીકળી કાળુભારને મળેછે. તે ઉપર ભંડારીયા, વરતેજ ને કરદેજ છે. **૨૯ ભાવનગરનીખાડી.** કાળુભારમાં બેસો મળ્યા પછી. તેમાં માળેશરી મળેછે ત્યારથી તેનું નામ ભાવનગરનીખાડી કહેવાય છે. **૩૦ રાયડી.** ગીરપર્વતમાંથી નીકળી આરબી સમુદ્રને મળે છે. તે ઉપર નાગેશરી

છે ૩૧ **ધોળાદ્રી** ગીરપર્વતમાંથી નીકળી આરબી સમુદ્રને મળે છે તે ઉપર જાફ્રાબાદ છે. **૩૨ શાવળ.** ગીરપર્વતમાંથી નીકળી આરબી સમુદ્રને મળે છે. તે ઉપર ધોકડવાને સનખડા છે. **૩૩ ઝોલાપરી.** પીંપાવાવ પાસે આરબી સમુદ્રને મળે છે. **૩૪ ઓઝત** ગીરપર્વતમાંથી નીકળી ભાદરને મળે છે, તે પર નાગબી કાજળીયાને ઘેડબગસરા છે. ૩૫ કાંબ. ખંભાતને મળે છે. **૩૬ સોમત** આરબી સમુદ્રને મળે છે. **૩૭ સરસ્વતિ.** ગીરપર્વતમાંથી નીકળી આરબી સમુદ્રને મળે છે. તે ઉપર બીંજ છે. **૩૮ મચ્છુંદ્રી.** ગીરપર્વતમાંથી નીકળી આરબી સમુદ્રને મળેછે. તે ઉપર ઉનાને દેલવાડા છે. **૩૯ મેંગલ.** ગીરપર્વતમાંથી નીકળી આરબી સમુદ્રને મળેછે તે પર હાટીનામાળીઆ છે. **૪૦ ખાંભવ.** ચોરવાડ પાસે આરબી સમુદ્રને મળે છે. **૪૧ ધંગવડો.** વેળાવળ પાસે આરબી સમુદ્રને મળે છે. **૪૨ ઓઝત** બડા ડુંગરમાંથી નીકળી આરબી સમુદ્રને મળે છે. તેપર રાવળ ને મીઆની છે. **૪૩ ડેમાઇ** ચોટીલાના ડુંગરમાંથી નીકળી આજીને મળે છે. તે ઉપર ટંકારા, કોયલીને બેલાછે. **૪૪ વેણું** બડા ડુંગરમાંથી નીકળી ભાદરને મળે છે. તે ઉપર ધાફા, નીલખાને ઉપલેટા છે. **૪૫ મોજ** બડા ડુંગરમાંથી નીકળી ભાદરને મળે છે. તે ઉપર ખાખી જાળીયા છે. **૪૬ આપા** કચ્છના અખાતને મળે છે.

---

## કાઠીઆવાડનું સામાન્ય વર્ણન.

**નદીઓ**—ભાદર, શેત્રુંજી, આજી, મચ્છુ, ઓઝત. ઘોડાદ્રોઇ, ઉંડ, રામાવતી, ગોંડલી, શુકભાદર, બગડ, ધાતરવડી માલણ, બાંભણુ, ફુલકુ, વઢવાણુનો ભોગાવો, લીંબડીનો ભોગાવે વગેરે,

**પર્વત**—શેત્રુંજો, વાલાકગીર કે મોરધાર. સાંબધાર, ચોટીલો, ગીર, ગીરનાર, અને બડો.

**બંદર**—વવાણીઆ, જોડીઆ, નવાનગર, સલાયા, દ્વારકા, પોરબંદર, નવીબંદર, માંગરોળ, વેરાવળ, દીવ, જાફ્રાબાદ, મહુવા, તળાજા, ઘોઘા, ભાવનગર વગેરે.

**બેટ**—બેટ, દીવ, પીરમ, ગોપનાથ, ઝાંઝમેર વગેરે.

**અખાત**—કચ્છનો ને ખંભાતનો **સમુદ્ર** અરબી. રણ કચ્છનું તથા પાટડીનું. **ભૂશીર** જગત પોંઈંટ ને દીવ.

જાત્રાનાં ઠેકાણાં—**શેત્રુંજો**, તેના પર શ્રાવક વગેરેના દેરા છે.

ગીરનાર—તેનાપર શ્રાવકો તથા બીજા હિંદુનાં દેરાંઓ, મુસલમાનના પીરની જગ્યો તથા કુંડ છે, **મુળી**. અને **ગડડા**, એ બંનેમાં "સ્વામીનારાયણ"ના પંથનાં ધામ છે દ્વારકાં એમાં રણછોડજીનું ધામ છે. તથા **સોમનાથ** કે **પ્રભાસપાટણ**, **તુળશી શીઆમ** સુદામાંપુરી **માધવપુર**, વગેરે ઘણાંજ છે.

**હવાખાવાની જગ્યા**—ગોપનાથ, વેળાવળ, બાલાચડી વગેરે. **પોર્તુગીઝનું** દીવ અને **હબશીનું** જાફ્રાબાદ છે.

**ગાયકવાડનો મુલક**—ઓખામંડળ પ્રાંત એ શિવાય અમરેલી, ધારી, કોડીનાર, દામનગર, બીનકટા, શીઆનગર વગેરે છે.

**પેદાશ**—કપાસ, બાજરા, જુવાર, ઘઉં, ચણા, અડદ, મઠ, મગ, ચણા, વાલ, જવ, ડાંગર, તલ ને શેરડી વગેરે.

## નદીઓનાં મુખ.

**આરબીસમુદ્રને મળનારી નદીઓ**, શેત્રુંજી, બાદર, ટાંબ, હીરણા, સિંગવડો, સાપણી, સોમત, સરસ્વતિ, રાવળ, રુપેણ, રાયડી, ધાતરવડી, માલણ, બગડ, ગોમતી, વગેરે.

**ખંભાતના અખાતને મળનારી**—**ઘેલુભાર**, **ઉતાવળી**, અને સુકભાદર.

**કચ્છના અખાતને મળનારી**—રંગમતી, નાગમતિ, ઘી

આપા, આજી, રામાવતી, ઊંડ વગેરે.

**કચ્છના રણમાં મળનારી**—મચ્છુ, ઘોડાધ્રોઈ. બ્રાંભણ કંકાવટી, ઉમઇ, ફુલક, ગોડરા, ચંદ્રભાગા વગેરે.

**નળમાં પડનારી**—વઢવાણના ભોગાવો અને લીંબડીનો ભોગાવો.

---

## આગગાડી.

આ પ્રાંતમાં "ભાવનગર, ગોંડલ જુનાગઢ, પોરબંદર રેલવે" "મોરબી રેલવે" અને "બોમ્બે, બરોડા એન્ડ સેંટ્રલ ઇંડિયા રેલવે" છે

**ભાવનગરથી વઢવાણ જંક્શન સુધીનાં સ્ટેશનો**—ભાવનગર, ગઢેચી, વરતેજ, સિહોર, સોનગઢ. સણોસરા, ધોળાજંક્શન, ઉજળાવાવ, નિંગાળા, બોટાદ, કુંડલી, રાણપુર, ચુડા, લીંબડી, વઢવાણ શેહેર ને વઢવાણજંક્શન.

**ધોળા જંક્શનથી ધોરાજી સુધીનાં સ્ટેશનો**—ધોળા જંક્શન, જાળીઆ, ઢસા, લાઠી ચીતળ. લુણીધર, કુંકાવાવ, ખાખરીયા, વાવડી, જેતપુર, જેતલસરજંક્શન, ધોરાજી.

**જેતલસરથી જુનાગઢ સુધીનાં સ્ટેશનો**—જેતલસર જંક્શન, ચોકી, વડાલ, અને જુનાગઢ

**જુનાગઢથી વેરાવળ સુધીનાં સ્ટેશનો**—જુનાગઢ, શાહાપુર, લુશાળા, કેશોદ, માળીઆ. ચોરવાડરોડ અને વેરાવળ.

**ધોરાજીથી પોરબંદર સુધીનાં સ્ટેશનો**—ધોરાજી, સુપેડી, ઉપલેટા, ખાખીજાળીઆ, ભાયાવદર; પાનેલી, જામનું જોધપુર, બાલવા, વાંસજાળીઆ, સખપુર, રાણાવાવ, અને પોરબંદર.

**વઢવાણ જંક્શનથી મોરબી સુધીનાં સ્ટેશનો**—વઢવાણ

જંકશન, કુકડા, મુળી, સાયલા, રોડ, ડોળીઆ થાન, દલડી, વાંકાનેર હુવા, અને મોરબી.

આ રેલવેની શાખા વાંકાનેરથી રાજકોટ સુધી તયાર થાયછે.

બી૦ બી૦ એન્ડ સી૦ આઈ૦ રેલવેનાં કાઠિયાવાડમા આવેલાં સ્ટેશનો--સાબળી, લાતાપુર, લખતર, અને વઢવાણ જંકશન.

## નાના મોટા અખત્યાર પ્રમાણે વર્ગો પાડેલા છે તે.

### પેહેલો વર્ગ.

| તાલુકાનું નામ. | જાતને અડક | ગામની સંખ્યા. |
|---|---|---|
| જુનાગઢ | નવાબ બાબી મુસલમાન | ૮૯૦ |
| નવાનગર | જામ જાડેજા રજપૂત. | ૬૩૩ |
| પોરબંદર | રાણા જેઠવા રજપૂત | ૧૦૩ |
| ગોંડળ | ઠાકોર જાડેજા રજપૂત. | ૧૭૪ |
| ભાવનગર | રાઓળ ગોહેલ રજપૂત | ૬૮૫ |
| ધ્રાંગધ્રા | રાજ ઝાલારજપૂત. | ૧૨૫ |
| મોરબી | ઠાકોર જાડેજા રજપૂત | ૧૩૫ |

### બીજો વર્ગ.

| | | |
|---|---|---|
| વાંકાનેર | રાજ ઝાલા રજપૂત | ૮૭ |
| પાલીતાણા ઠાકોર | ગોહેલ રજપૂત. | ૮૭ |
| ધ્રોળ | ઠાકોર જાડેજા રજપૂત. | ૬૫ |
| લીંબડી | ઠાકોર ઝાલા રજપૂત. | ૭૨ |
| રાજકોટ | ઠાકોર જાડેજા રજપૂત | ૬૧ |
| વઢવાણ | ઠાકોર ઝાલા રજપૂત. | ૩૧ |
| જાફરાબાદ | હબસી મુસલમાન. | ૧૨ |

### ત્રીજો વર્ગ.

| | | |
|---|---|---|
| જસદણ | ખાચર કાઠી રાજા. | ૬૧ |
| સાયલા | ઠાકોર ઝાલા રજપૂત. | ૩૮ |
| ચુડા | ઠાકોર ઝાલા રજપૂત. | ૧૪ |
| વળા | ઠાકોર ગોહેલ રજપૂત. | ૩૮ |
| લખતર | ઠાકોર ઝાલા રજપૂત. | ૪૧ |
| બાટવા | બાબી મુસલમાન. | ૫૬ |

ચોથો વર્ગ.

| | | |
|---|---|---|
| મુળી | ઠાકોર પરમાર રજપૂત. | ૧૯ |
| લાઠી | ઠાકોર ગોહેલ રજપૂત. | ૮ |
| બજાણા | મલેક મુસલમાન | ૨૬ |
| વીરપુર | ઠાકોર જાડેજા રજપૂત | ૧૨ |
| કોટડા સાંગાણી | ઠાકોર જાડેજા રજપૂત. | ૧૮ |
| માળીયા | ઠાકોર જાડેજા રજપૂત. | ૧૨ |
| જેતપુર | વાળા કાઠી | ૧૪ |
| પાટડી | કણબી દેસાઇ. | ૭ |

પાંચમો વર્ગ

| | | |
|---|---|---|
| મેંગણી | જાડેજા રજપૂત | ૮ |
| ગવરીદડ | જાડેજા રજપૂત | ૭ |
| પાલ | જાડેજા રજપૂત. | ૫ |
| ગઢકા | જાડેજા રજપૂત. | ૬ |
| કોઠારીયા | જાડેજા રજપૂત. | ૬ |
| જાળીયા દેવાણી | જાડેજા રજપૂત. | ૧૦ |
| વસાવડ | દેસાઇ નાગર. | ૧ |
| કડાણુ | કોટીલા બાબરીયા કાઠી. | ૮ |
| વણોદ | મલેક મુસલમાન. | ૮ |

પેહેલા વર્ગના સંસ્થાનને દીવાની તથા ફોજદારી કામમાં કુલ અખત્યાર છે. તથા બીજા વર્ગના સંસ્થાનને દીવાની કામમાં કુલ અખત્યાર છે ને ફોજદારી કામમાં મરણની શિક્ષા પોલીટીકલ એજંટ સાહેબની મંજુરીથી કરી શકે છે. ને ત્રીજા વર્ગના સંસ્થાનને દીવાની કામમાં વીસ હજાર સુધી દાવા ચુકવવાનો અને ફોજદારી કામમાં ૭ વરસ સુધીની કેદ તથા દશ હજાર રૂ. સુધી દંડ કરવા અખત્યાર છે. ચોથા વર્ગના સંસ્થાનને દીવાની કામમાં દશ હજાર સુધી દાવા ચુકવવાનો ને ફોજદારી કામમાં ત્રણ વરસની કેદ તથા પાચ હજાર રૂ. સુધી દંડ કરવાનો અખત્યાર છે. પાંચમાં વર્ગ વાળાને દીવાની કામમાં પાંચ હજાર સુધીના દાવાને ફોજદારી કામમાં બે વર્ષની કેદ તથા દશ હજાર રૂ. સુધી દંડ કરવાનો અખત્યાર છે. છઠ્ઠા વર્ગને. ફોજદારી કામમાં ત્રણ માસ સુધીની કેદ અને બસેં રૂ. સુધી દંડ અને દીવાની કામમાં પાંચસેં રૂ. સુધીના દાવા ફેસલ કરવાનો અખત્યાર છે. સાતમાં વર્ગ વાળાને ફોજદારી કામમાં પંદર દિવસ સુધીની કેદને રૂ. ૨૫ સુધી દંડ કરવાનો અખત્યાર છે, દીવાની કામમાં કાંઇ અખત્યાર નથી.

## વ્યાખ્યાઓ.

૧ જમીનના જે ભાગને ત્રણ બાજુએ પાણી ને એક બાજુએ જમીન હોય તેને **દ્વીપકલ્પ** કહે છે. ૨ જમીનના જે ભાગને ચારે તરફ ફરતું પાણી હોય તેને **બેટ** કહેછે. ૩ સમુદ્રની અણી લાંબી થઇને જમીનમાં ગઇ હોય તેને **અખાત** કહેછે. ૪ ખારા પાણીના મોટા ભાગને **મહાસાગર**, અને મહાસાગરથી જે ભાગ નાનો હોય તેને **સમુદ્ર** કહે છે. ૫ જમીનનો ભાગ થોડો ઊંચો હોય તેને **ડુંગર** ને વધારે ઊંચો હોય તેને **પર્વત** કહે છે. ૬ જે જમીનનો ભાગ સપાટ હોય તેને **મેદાન** કહેછે. ૭ ચારે તરફ જમીન ને વચ્ચે પાણી

હોય તેને **સરોવર** કહે છે. ૮ મોટા પાણીનો પ્રવાહ પર્વતમાંથી કે સરોવરમાંથી નીકળી ઢળકતી જગ્યામાં થઇ સમુદ્ર કે બીજી કોઇ જગ્યાએ મળે તેને **નદી** કહે છે. ૯ સમુદ્રને મળતાં પેહેલાં ભરતીનું પાણી માંહે આવે એવું જે નદીનુ મુખ પહોળું હોય તેને **ખાડી** કહે છે. ૧૦ દરિઆ કાંઠે જે શેહેર હોય અને ત્યાં વહાણનો માલ ચડા ઉતરી થતો હોય તેને **બંદર** કહે છે. ૧૧ જે ગામ પાસેથી રેલવે જતી હોય અને તે ઠેકાણે લોકો તથા માલ ચડા ઉતરી થતો હોય તેને **સ્ટેશન** કહે છે.

# डिक्टेशनना शब्द.

| | | | | |
|---|---|---|---|---|
| मूक्यो | नक्की | पड्यो | बनाव्युं | नित्य |
| निशाळ | दक्षिणी | विचार्युं | इश्वर | विश्व |
| कळ्युं | वैरां | उपज्यो | कृपाळ | छप्पो |
| बच्चां | प्रधान | समज्यां | जवल्ले | विख्यात |
| रस्तो | संग्रह | जक्की | स्वाद | धान्य |
| बोल्यो | रोप्युं | टट्टु | सांभळ्यो | तैयार |
| रमतीयाळ | विंछी | स्नेह | इंद्रोओ | पुण्य |
| मच्यां | दिवस | प्राण | चोख्खुं | आशिष |
| पस्तावो | विख | पर्व | रळिआमणुं | कृपण |
| डाह्याभाइ | छोडिओ | इडां | चोख्खी | मुद्दले |
| जन्म | अर्थ | भाग्य | सज्जन | परमेश्वर |
| स्वभाव | मनुष्य | प्रार्थना | शुद्ध | प्रमाणे |

| | | | | |
|---|---|---|---|---|
| राजकुंवर | मीत | स्वच्छ | चित | चप्पु |
| फरियाद | वेच्युं | चित्रामण | नक्कर | गम्यो |
| सर्वे | लुच्याइ | वनस्पति | निर्दय | छैयां |
| शिक्षा | दोंगाइ | तरबूच | वटेमार्गु | लल्लु |
| विषे | शीख्यो | पशुपंखी | जाण्युं | उठ्यां |
| वखाणशे | विचारां | लींबु | माग्युं | शुद्ध |
| मंडयो | लींबोळीयो | कर्या | छज्जुं | पाजरां |
| खीज्या | धान्य | पदार्थ | छोंडी | भूपति |
| क्रोड | दीवाळी | पुंठीथां | जडाव्यो | चित्र |
| नक्की | शिआळो | शेखसल्ली | छोलाणुं | बत्रीश |
| सिंध | बाजरीउं | चडाव्यो | त्रीजे | गळ्यो |
| शींगडां | किल्ला | वर्चाकचा | चप्पां | स्वाद |
| लुगडां | मरडिआ | रुपिआ | भर्या | गधेडुं |

## ધાતો.

| શેરની ધાત. | | | શેરની ઉલટી ધાત. |
|---|---|---|---|
| શેરના અધશેરા | ૨ | ૨ | અધશેરે ૧ શેર |
| શેરના પાશેરા | ૪ | ૪ | પાશેરે ૧ શેર |
| શેરનાં નવટાંકાં | ૮ | ૮ | નવટાંકે ૧ શેર |
| શેરનાં અધોળાં | ૧૬ | ૧૬ | અધોળે ૧ શેર |
| શેરના રૂપિયાભાર | ૪૦ | ૪૦ | રૂપિયાભારે ૧ શેર |
| શેરના પાશેરા | ૪ | ૪ | પાશેરે ૧ શેર |

| | | |
|---|---|---|
| પોણાશેરના પાશેરા | ૩ | ૩ પાશેરે ૦॥। શેર |
| અધશેરના પાશેરા | ૨ | ૨ પાશેરે ૦॥ શેર |

| | | |
|---|---|---|
| શેરનાં અધોળાં | ૧૬ | ૧૬ અધોળે ૧ શેર |
| પોણાશેરનાં અધોળાં | ૧૨ | ૧૨ અધોળે ૦॥। શેર |
| અધશેરનાં અધોળાં | ૮ | ૮ અધોળે ૦॥ શેર |
| પાશેરનાં અધોળાં | ૪ | ૪ અધોળે ૦। શેર |

| | | |
|---|---|---|
| શેરના રૂપીયાભાર | ૪૦ | ૪૦ રૂપિયાભારનો ૧ શેર |
| પોણાશેરના રૂપિયાભાર | ૩૦ | ૩૦ રૂપિયાભારે ૦॥। શેર |
| અધશેરના રૂપિયાભાર | ૨૦ | ૨૦ રૂપિયાભારે ૦॥ શેર |
| પાશેરના રૂપિયાભાર | ૧૦ | ૧૦ રૂપિયાભારે ૦। શેર |
| નવટાંકના રૂપિયાભાર | ૫ | ૫ રૂપિયાભારે નવટાંક |
| અધોળના રૂપિયાભાર | ૨॥ | ૨॥ રૂપિયાભારે અધોળ. |

## મણની ધાત.

છેલું વચન પેહેલું બોલવું જેમકે મણના અધમણીઆ બે ને બે અધમણનો ૧ મણ એ પ્રમાણે શેરની ધાત મુજબ બધી ધાતો ઉલટાવીને બોલતાં શીખવું.

| મણની ધાત | | મણની ધાત ઉલટી |
|---|---|---|
| મણના અધમણીઆ | ૨ | ૨ અધમણીએ ૧ મણ |
| મણના દસશેરા | ૪ | ૪ દસશેરે ૧ મણ |
| મણની પાંચશેરી | ૮ | ૮ પાંચશેરીનો ૧ મણ |
| મણની અઢીશેરી | ૧૬ | ૧૬ અઢીશેરીનો ૧ મણ |
| મણની સવાશેરી | ૩૨ | ૩૨ સવાશેરીનો ૧ મણ |
| મણના શેર | ૪૦ | ૪૦ શેરનો ૧ મણ |

| | | | |
|---|---|---|---|
| ૧ મણના દસશેરા | ૪ | ૦ાા મણના દસશેરા | ૨ |
| ૦ાાા મણના દસશેરા | ૩ | ૦ા મણના દસશેરા | ૧ |

| | | | |
|---|---|---|---|
| ૧ મણની પાંચશેરી | ૮ | ૦ાા મણની પાંચશેરી | ૪ |
| ૦ાાા મણની પાંચશેરી | ૬ | ૦ા મણની પાંચશેરી | ૨ |

| | | | |
|---|---|---|---|
| ૧ મણની અઢીશેરી | ૧૬ | ૦ાા મણની અઢીશેરી | ૮ |
| ૦ાાા મણની અઢીશેરી | ૧૨ | ૦ા મણની અઢીશેરી | ૪ |

| | | | |
|---|---|---|---|
| ૧ મણની સવાશેરી | ૩૨ | ૦ાા મણની સવાશેરી | ૧૬ |
| ૦ાાા મણની સવાશેરી | ૨૪ | ૦ા મણની સવાશેરી | ૮ |

| | | | |
|---|---|---|---|
| ૧ મણના શેર | ૪૦ | ૦ાા મણના શેર | ૨૦ |
| ૦ાાા મણના શેર | ૩૦ | ૦ા મણના શેર | ૧૦ |

## માણીની ધાત.

| | |
|---|---|
| માણી ૧ ના મણ ૧૨ | અર્ધી માણીના મણ ૬ |
| પોણીમાણીના મણ ૯ | ૦ા માણીના મણ ૩ |

## જુદા કોષ્ટકની ધાત.

| | |
|---|---|
| કળશીના મણ ૧૬ | પલ્લાના મણ ૬ાા |
| ખાંડીના મણ ૨૦ | હારાના મણ ૨૧ |
| ભારના મણ ૨૪ | નાનાહારાના મણ ૭ |
| કોથળાના મણ ૫ | મુડાના મણ ૪૦ |
| બેડીયાના મણ ૩૨ | મોટા મુડાના મણ ૧૦૦ |
| ગાડીના મણ ૩૦ | |

# તોલાની ધાત.

| | |
|---|---|
| તોલા ૧ ના ગદીઆણા ૨ | ગદી. ૧ ના વાલ ૧૬ |
| તોલા ૧ ના માસા ૧૨ | વાલ ૧ ની રતી ૩ |
| તોલા ૧ ના વાલ ૩૨ | રતી ૧ ના મગ ચાર |
| તોલા ૧ ની રતી ૯૬ | રતી ૧ ના ચોખા ૬ |

## નાણાનું પ્રમાણ.

| | |
|---|---|
| રૂપિયા ૧ ના દોકડા ૧૦૦ | દોકડા ૧ ની બદામ ૧૬ |
| દોકડા ૧ ના ફોકડા ૧૦૦ | બદામ ૧ ની વિસવાસી ૧૬ |

---

| | |
|---|---|
| રૂપિઆ એકના આના ૧૬ | આના ૧ના પૈસા ૪ |
| આના ૧ ની પાઇ ૧૨ | આના ,ના સુરતી પૈસા ૫ |

---

| કળશીની ધાત. | ખાંડીની ધાત. |
|---|---|
| ૧ કળશીના મણ ૧૬ | ૧ ખાંડીના મણ ૨૦ |
| ૦ાાા કળશીના મણ ૧૨ | ૦ાાા ખાંડીના મણ ૧૫ |
| ૦ાા કળશીના મણ ૮ | ૦ાા ખાંડીના મણ ૧૦ |
| ૦ા કળશીના મણ ૪ | ૦ા ખાંડીના મણ ૫ |

---

| ભાર. | કોથળો. |
|---|---|
| ૧ ભારના મણ ૨૪ | ૧ કોથળાના મણ ૫ |
| ૦ાાા ભારના મણ ૧૮ | ૦ાાા કોથળાના મણ ૩ાા |
| ૦ાા ભારના મણ ૧૨ | ૦ાા કોથળાના મણ ૨ાા |
| ૦ા ભારના મણ ૬ | ૦ા કોથળાના મણ ૧ા |

---

| એડીયાની ધાત. | ગાલ્લી. |
|---|---|
| ૧. એડીયાના મણ ૩૨ | ૧ ગાલીના મણ ૩૦ |

૦॥। એડી. મણ ૨૪
૦॥ એડી.ના મણ ૧૬
૦। એડીના મણ ૮

૦॥। ગાલીના મણ ૨૨॥
૦॥ ગાલીના મણ ૧૫
૦। ગાલીના મણ ૭॥

**હારાની ધાત.**

૧ હારાના મણ ૨૧
૦॥। હારાના મણ ૧૫॥।
૦॥ હારાના મણ ૧૦॥
૦। હારાના મણ ૫।

**નાના હારાની ધાત**

૧ નાના હારાના મણ ૭
૦॥। નાના હારાના મણ ૫।
૦॥ નાના હારાના મણ ૩॥
૦। નાના હારાના મણ ૧॥।

---

**મુડાની ધાત**

૧ મુડાના મણ ૪૦
૦॥। મુડાના મણ ૩૦
૦॥ મુડાના મણ ૨૦
૦। મુડાના મણ ૧૦

**મોટા મુડાની ધાત.**

૧ મોટા મુડાના મણ ૧૦૦
૦॥। મોટા મુડાના મણ ૭૫
૦॥ મોટા મુડાના મણ ૫૦
૦। મોટા મુડાના મણ ૨૫

---

**રૂપિઆ આનાની ધાત.**

૧ રૂપિઆના આના ૧૬
૦॥। રૂપિઆના આના ૧૨
૦॥ રૂપિઆના આના ૮
૦। રૂપિઆના આના ૪

**આના પાઈની ધાત.**

૧ આનાની પાઈ ૧૨
૦॥। આનાની પાઈ ૯
૦॥ આનાની પાઈ ૬
૦। આનાની પાઈ ૩

---

**આના પૈસાની ધાત.**

૧ આનાના પૈસા ૪
૦॥। આનાના પૈસા ૩
૦॥ આનાના પૈસા ૨
૦। આનાનો પૈસો ૧

**રૂપીયા પૈસાની ધાત.**

૧ રૂપીયાના પૈસા ૬૪
૦॥। રૂપીયાના પૈસા ૪૮
૦॥ રૂપીયાના પૈસા ૩૨
૦। રૂપિયાના પૈસા ૧૬

**કોડીની ધાત.**

૧ કોડીનાં નંગ ૨૦
૦ાા કોડીનાં નંગ ૧૫
૦ાા કોડીનાં નંગ ૧૦
૦ા કોડીના નંગ ૫

**ગજની ધાત.**

૧ ગજના તસુ ૨૪
૦ાા ગજના તસુ ૧૮
૦ાા ગજના તસુ ૧૨
૦ા ગજના તસુ ૬

**તોલા ગદીઆણાની ધાત.**

૧ તોલાના ગદીઆણા ૨
૦ાા તોલાના ગદીઆણા ૧ાા
૦ાા તોલાનો ગદીઆણો ૧
૦ા તોલાનો ગદીઆણો ૦ાા

**તોલા માસાની ધાત,**

૧ તોલાના માસા ૧૨
૦ાા તોલાના માસા ૯
૦ાા તોલાના માસા ૬
૦ા તોલાના માસા ૩

**રૂપિઆ દોકડાની ધાત.**

૧ રૂપિયાના દોકડા ૧૦૦
૦ાા રૂપિયાના દોકડા ૭૫
૦ાા રૂપિયાના દોકડા ૫૦
૦ા રૂપિયાના દોકડા ૨૫

**દોકડા ફોકડાની ધાત.**

૧ દોકડાના ફોકડા ૧૦૦
૦ાા દોકડાના ફોકડા ૭૫
૦ાા દોકડાના ફોકડા ૫૦
૦ા દોકડાના ફોકડા ૨૫

**દોકડા બદામની ધાત.**

૧ દોકડાની બદામ ૧૬
૦ાા દોકડાની બદામ ૧૨
૦ાા દોકડાની બદામ ૮
૦ા દોકડાની બદામ ૪

**બદામ વિસવાસીનીધાત.**

૧ બદામની વિસવાશી ૧૬
૦ાા બદામની વીસવાશી ૧૨
૦ાા બદામની વિસવાશી ૮
૦ા બદામની વિસવાશી ૪

**તોલા વાલની ધાત.**

૧ તોલાના વાલ ૩૨

**તોલા રતીની ધાત.**

૧ તોલાની રતી ૯૬

૦॥। તોલાના વાલ ૨૪ — ૦॥। તોલાની રતી ૭૨
૦॥ તોલાના વાલ ૧૬ — ૦॥ તોલાની રતી ૪૮
૦। તોલાના વાલ ૮ — ૦। તોલાની રતી ૨૪

**ગદીઆણા વાલની ધાત.**

૧ ગદીઆણાના વાલ ૧૬
૦॥। ગદીઆણાના વાલ ૧૨
૦॥ ગદીઆણાના વાલ ૮
૦। ગદીઆણાના વાલ ૪

**વાલ રતિની ધાત.**

૧ વાલની રતી ૩
૦॥। વાલની રતી ૨।
૦॥ વાલની રતી ૧॥
૦। વાલની રતી ૦॥।

**રતિ મગની ધાત**

૧ રતીના મગ ૪
૦॥। રતીના મગ ૩
૦॥ રતીના મગ ૨
૦। રતીનો મગ ૧

**રતી ચોખાની ધાત.**

૧ રતીના ચોખા ૬
૦॥। રતીના ચોખા ૪॥
૦॥ રતીના ચોખા ૩
૦। રતીના ચોખા ૧॥

**આના દોકડાની ધાત**

૧ આનાના દોકડા ૬।
૨ આનાના દોકડા ૧૨॥
૩ આનાના દોકડા ૧૮॥।
૪ આનાના દોકડા ૨૫
૮ આનાના દોકડા ૫૦
૧૨ આનાના દોકડા ૭૫
૧૬ આનાના દોકડા ૧૦૦

## શેર પૈસાભારની ધાત.

૧ શેરના પૈસાભાર ૭૨ — ૭૨ પૈસાભારનો ૧ શેર
૦॥। શેરના પૈસાભાર ૫૪ — ૫૪ પૈસાભારનો પોણોશેર
૦॥ શેરના પૈસાભાર ૩૬ — ૩૬ પૈસાભારનો અધશેર

| | |
|---|---|
| ૦। સેરના પૈસાભાર ૧૮ | ૧૮ પૈસાભારનો પાશેર |
| નવટાંકના પૈસાભાર ૯ | ૯ પૈસાભારે નવટાંક |
| અધોળના પૈસાભાર ૪ાા | ૪ાા પૈસાભારનો અધોળ. |

## માણા કળશીની ધાત.

૯૬ માણાની કળશી અથવા ૧૬ શેઇ

૭૨ માણાની પોણી કળશી અથવા ૧૨ શેઇ

૪૮ માણાનો હારો અથવા અડધી કળશી—૮શેઇ

૨૪ માણાનું ચોસીયુ અથવા પા કળશી—૪ શેઇ

| | |
|---|---|
| ૧૮ માણે ત્રણ શેઇ | ૪ પુવાલે પાલી |
| ૧૨ માણે બશેઇ | ૪ પાલીનું માણું |
| ૬ માણે શેઈ. | |

---

## પરચુરણ કોષ્ટક.

| | |
|---|---|
| ૧૬૦૦ બદામનો ૧ રૂપિઓ | ૧૦૦ દોકડાનો ૧ રૂપિઓ |
| ૧૬ આનાનો ૧ રૂપિઓ | ૧૯૨ પાઇનો ૧ રૂપિઓ |
| ૬૪ પૈસાનો ૧ રૂપિઓ | ૪૦૦ રેસનો ૧ રૂપિઓ |
| ૪ પાવલાંનો ૧ રૂપિઓ | |

કાલાનો ભાર ૨૦ મણનો ને કપાસીયાનો ભાર ૬ મણનો આપણા દેશમાં ચાલેછે પોણાબે હાથનો લુગડાં ભરવાનો ૧ વાર કહેવાયછે. ડઝન એટલે બાર નંગ ૬ કાગળની છકડી, ૨૪ કાગળનો ઘા; ૨૦ ઘાનું ૧ રીમ.



# જાહેર ખબર.

☞ હિંદુસ્તાન, કાઠિયાવાડ ને મુંબઈ ઇ૦

એ ત્રણે જાતની ભુગોળવિદ્યા ભણનારને સહેલી પડે વળી તમામ ઉપયોગી હકીકત વાળી. કિંમત બબ્બે આના.

સદરહુ ત્રણે જાતના મોટા નકશા છોકરાઓને ઘેર ચોડી રાખ્યાં ખાસ જોવાને ઉપયોગી. આ નકશાઓ સ્કુલમાં ચાલતા નકશા મુજબ તમામ હકીકત વાળા હોવાથી ઘણો ફાયદો કરનારા થઈ પડશે કિંમત દોઢ દોઢ આનો.

કક્કાવળી તથા વંશાવ ૧,

ધોરણ ત્રીજાથી છઠ્ઠા સુધી ઉપયોગી. કિંમત એક આનો.

હિંદુસ્તાનને મુંબઈ ઈલ્લાકાના નાના નકશા ધોરણ છઠ્ઠા તથા પાંચમાને જોઈ જોઈ ચીતરવાને ઉપયોગી. કિંમત ત્રણ ત્રણ પૈસા--

નોટ--ઉપરના તમામમાં રોકડેથી જથાબંધ ખરીદનારને સેંકડે પચાસ ટકા કમીશન અપાયછે. ટપાલ ખર્ચ લેનારને શીર.

વઢવાણ શેહેર } ગોવિંદજી લક્ષ્મીરામ દવે.

તા૦ ૧-૯-૯૩ } ડે. એ. વ. ની ભોજનશાળા પાસે.